શ્રીનટવરવપુર્જયતિ ।।

# શ્રીદયારામવાણી

નિશ્ચયના મહેલમાં વસે મારો વાલમો, વસે વ્રજલાડીલોરે,
જે રે જાયે તે ઝાંખી પામે જીરે;
ભૂલા ભમે તે બીજા સદનમાં શોધેરે, હરિ ના મળે એકે ઠામેરે.

સત્સંગ દેશમાં ભક્તિ નગર છેરે, પ્રેમની પોળ પૂછી જાજોરે;
વિરહતાપ પોળીઆને મળી મહોલે પેસજોરે, સેવા સીડી ચડી
ભેળા થાજોરે.

દીનતા પાત્રમાં મનમણિ મૂકીરે, ભેટ ભગવંતજીને કરજોરે;
સ્ત્રીભાવ પુંભાવ નોછાવર કરીનેરે, શ્રીગિરિધર વર તમો વરજોરે.

એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે, કૃપાવિના સિદ્ધિ ન થાએરે;
શ્રીવલ્લભશરણથકી સહુ પડે સહેલુંરે, દૈવીજનપ્રતિ દયો ગાયેરે.

સંગ્રાહક:
વસંતરામ શાસ્ત્રી,

એક આનો.

## કાંઈક

ભક્ત કવિવર દયારામભાઇની વાણીમાં કયું ભક્ત હૃદય-મુગ્ધ બન્યું નથી? એ મહાન્ કવિએ, મહાન્ વિદ્વાને, મહાન્ અનુભવીએ, મહાન્ રસિક ભગવદ્‌ભક્તે ગુર્જરગિરામાં જે રસ-પ્રતિષ્ઠા કરી છે, તે ચિરસ્મરણીય છે.

તેમાંએ શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવો તો એમના કાયમના ઋણી બન્યા છે. જે ઓજસ્વિતા ભરી અને રસપૂર્ણ ભાષામાં એમણે પુષ્ટિસંપ્રદાયનું રહસ્ય સમજાવ્યું છે, તેનું સ્થાન અદ્વિતીય છે. એ મહાનુભાવી ભક્તનું સ્થાન પણ શ્રીપુષ્ટિસંપ્રદાયમાં ઘણું ઉચ્ચ છે. એમના જેવી ભાવના તો વૈષ્ણવોએ અહર્નિશ પ્રભુ પાસે માગવી રહી.

એ રસિક ભગવદીય કવિવરનો આજે ૧૪૮ મો જન્મદિન છે. આજના સુમંગલ દિને એમની વાકસુધાનો આસ્વાદ લઇએ. એમની ભાવનાને ક્ષણવાર હૃદયમાં પધરાવી ભક્તિરસનો અનુ-ભવ કરીએ. આવા મહાપુરુષની વાણીનું કીર્તન એ તેમનું અર્ચન છે અને એમાંજ આપણા કલ્યાણનું બીજ રહેલું છે.

ગત વર્ષના જન્મદિન સમયે આવાંજ પદોનો એક સંગ્રહ પ્રકટ કર્યો હતો. તેનો અત્યંત આદર થયો. આજે પણ તેવોજ સંગ્રહ થોડા વધારા સાથે પ્રકટ કરું છું. આશા છે કે; મર્મજ્ઞો તેનો ખૂબ આદર કરશે.

શ્રીરાધાષ્ટમી
સં ૧૯૮૦.

વસંતરામ શાસ્ત્રી.

# શ્રીદયારામવાણી.

## પ્રાતઃસ્મરણ.

### રાગ ભૈરવ. પદ ૧ લું.

પ્રથમ પ્રભાતે શ્રીગુરુ વલ્લભનાં લો નામરે,
પુરુષોત્તમ પૂરણકામ, શ્રીમહાલક્ષ્મી પતિજી;
શ્રીલક્ષ્મણરાજકુમાર, (શ્રી)અલંમાજી પુત્ર ઉદાર,
શ્રીવલ્લભ પ્રાણઆધાર, ચરણ રાખો રતિજી. ૧

શ્રીગોપીનાથ નિધાન, એ છે પૂરણ પુરુષ પ્રમાણરે,
જોગી જનને ધ્યાને ધરવા દોહલારે;
શ્રીવ્યાપક વિશ્વાધાર, સુખદાયક નંદકુમારએ,
અક્ષર બ્રહ્મ અખંડ તે, ક્યાંહાંથક [illegible] શાજી. ૨

શ્રીગોવર્ધન ઉદ્ધરણ, શ્રીરાધિકાજી રમણ,
એ વ્રજજુવતી સુખકરણ, સ્વીય સુખ માનજોએ;
શ્રીરુક્મિણીરમણ, શ્રીપદ્માવતી પ્રાણજીવનરે,
શ્રીવિઠ્ઠલ તન મન ધન, તે અધિકા જાણજોજી. ૩

કૃષ્ણપ્રિયે શ્રીયમુનાજી, શ્રીમહારાણીનું નામરે,
એ સર્વ સુખનું ધામ, શ્રીકાલિંદીજી કહિયેજી;
શ્રીનવનીતપ્રિય લાલ, શ્રીમથુરાનાથ કૃપાળરે,
શ્રીવિઠ્ઠલનાથ દયાળ, દયાસમુદ્ર લહિયેજી. ૪

શ્રીગોકુળપતિ શ્રીદ્વારિકાનાથ, ગુણનિધિ સહુ ગુણગાથરે,
એ અનાથના છે નાથ, શ્રીગોકુળચંદ્રમાજી;
શ્રીમદનમોહનજી કોટિ મન્મથ મદન સદનરે,
શ્રીબાળકૃષ્ણજીના વદનતણી શી ઉપમાજી. ૫
શ્રીગિરિધરજી ગુણવંત, જેનો કોઇ ન પામે અંતરે,
શ્રીરાણી ભામિની વહુજીને, આનંદદાયક ભાવિયાજી:
જે જે શ્રી ગોવિંદ, એ છે પૂરણ પરમાનંદરે,
શ્રી રાણી વહુજીના ચિત્ત વિષે ભલા ભાવિયારે. ૬
શ્રીબાળકૃષ્ણ રસરૂપ, એ છે સુરૂપતણાજ સુરૂપરે,
એ કમલાકાંત અનંતની, ઉપમા કો નહીંજી;
શ્રીગોકુલેશ શુભ નામ, જેની માળા રાખો ઠામને,
શ્રીપાર્વતીપતિ કામના પૂરણ છો સહીજી. ૭
શ્રીરઘુપતિ તેજ ભંડાર, એમના ગુણજશનો નહિ પારરે,
શ્રી જાનકી જીવનપ્રાણ ભક્ત ચિંતામણિજી;
શ્રીજદુપતિ જગજીવન, તેહેનાં પ્રફુલ્લિત પ્રસન્નવદનરે,
શ્રી મહારાણી વહુજી ધન્ય, જે શિર એ ધણીજી. ૮
શ્રીઘનશ્યામજી ગુણ ગાયા, પુષ્ટિ પથ પૂરણ ચાલ્યા,
શ્રી કૃષ્ણાવતી વહુજીનાં નામ હૃદે વસોજી;
રુક્મિણી સત્યભામા શોભા, યમુના કમળા કહીએરે,
દેવકાં બેટીજી, સહિત પરિકર સ્મરીએજી. ૯
શ્રીદામોદરદાસ, મહાપ્રભુપદપંકજની પાસરે,
સૂરદાસ જગત પ્રકાશ, પરમાનંદદાસ છેજી;
અતિ અનન્ય કુંભનદાસ, રાધે કૃષ્ણદાસ રસરાસ,
એ ચારે મુખ્ય શ્રીવલ્લભચરણનિવાસ છેજી. ૧૦

લીલા શ્રી ગિરિવરધારી, હ્યો ચારે જૂથ સંભારીરે,
એ વૈષ્ણવ લેજો વિચારી, વસ્તુ અશેષ છેજી;
શ્રીગોવર્ધન શ્રીગોકુલ ધન્ય, શ્રીમથુરા મન આનંદરે,
શ્રી વૃંદાવન વખાણો, વ્રજ સહુ દેશનેજી. ૧૧
ચોરાશી સંભાળો વૈષ્ણવ બસેં બાવનને ધારોરે,
શ્રી વલ્લભ સૃષ્ટિ વિચારો ક્ષણ પલ દિન પ્રતિજી;
વલ્લભનો પરિવાર, સહુ સૃષ્ટિશિરોમણિ સારરે,
સમરો સહુ વારંવાર, ઘડી પળ નેમસુંજી. ૧૨
હું માગું શ્રી વ્રજરાજ, ભુજને એ સ્મરણ નિત થાયરે;
જેહેના દયારામ જશ ગાય, નહિ ઘડી પળની તૃપ્તિજી.૧૩

## સ્વરૂપવિચાર.

### કાલિંગડો. પદ ૨ જું.

કેવા કહિને તમને વર્ણવું વ્રજપતિ,
કંઇ કહેતાં સંભવતું નથી હે શ્રીનાથજી. ટેક.
વિરુદ્ધધર્માશ્રય રૂપ અકલિત ગતિ,
સહુ વાતે શ્રેષ્ઠ છો સર્વથી હે શ્રીનાથજી. ૧
જીવ અણુમાત્ર અંતર વસો અતિ અણુ,
મોટું તનુ કોટિ બ્રહ્માંડથી હે શ્રીનાથજી.
આચ્છાદિત કોટિ માયા થકી અતિ ઘણા,
પ્રકાશક અતિ માર્તંડથી હે શ્રીનાથજી. ૨
ભક્તરિપુ ભયંકર કોટિ કાળથી અધિક,
ભયંકર કોટિ શિવથી અતિ હે શ્રીનાથજી.

કોટિ અર્ક અધિક અજ્ઞ નિજ ભક્તહિત,
કોટિ ગણપતિ અધિક મહામતિ હે શ્રીનાથજી. ૩
ઇંદ્ર કોટિ અધિક ભોગી ભગવંત છો,
કોટિ શુક અધિક યોગેંદ્ર છો હે શ્રીનાથજી.
કોટિ અગ્નિ અધિક દહનતા આપમાં,
શીતલ અધિકા કોટિક ચંદ્ર છો હે શ્રીનાથજી. ૪
કમલ કોટિ અધિક મૃદુ હૃદય જનદુઃખે,
વજ્રાધિક કઠિન દુર્જન સમે હે શ્રીનાથજી.
કોટિ અવગુણ ગણો ગુણ અધિક નિજ તમે,
કોટિ ગુણ દોષ નિજજન દમે હે શ્રીનાથજી ૫
વેદ તપ દાન ધ્યાન પૂજન કરે તેના તે,
અનન્ય ભક્તિ આધીન છો હે શ્રીનાથજી.
કાલ માયા કંપે બ્રહ્માદિક ભય ધરે,
તે શ્રીગોપીજન આગળ દીન છો હે શ્રીનાથજી. ૬
જગત દુર્લભ ઘણા તે સુલભ ભક્તને,
પ્રેમવશ ન કરવાનું કરો હે શ્રીનાથજી
અકથ અપરાધ અતિ બાધ માનો નહિ.
વિનતિ પણ ક્લેશ કોટિ હરો હે શ્રીનાથજી. ૭
શ્રીવલ્લભ શરણ સંબંધે મુને શ્રીહરિ,
ભક્ત સાચો કરો સર્વદા હે શ્રીનાથજી.
દુષ્ટ સંગતિ દુર્મતિ રતિ પાપમાં,
કુછે દયો આપશોમા કદા હે શ્રીનાથજી. ૮

રાગ કલ્યાણ. પદ ૩ જું.

શ્રીજી સાર સર્વનો છે છે છે,
શ્રીજી શ્રીબ્રહ્મભાનનન્દિની એક વસ્તુ છે, નથી બે બે બે. **શ્રીજી. ટેક.**
પ્રાપ્તિ અનન્ય ભકિતથકી તેહની, તે શ્રીગુરુ જ્યારે દે દે દે,
દીનભાવથી દાસપણું ગ્રહી, એક આશ્રિત થઈ રે' રે' રે'. **શ્રીજી. ૧**
દુષ્ટ સંગથી દૂર પળાવું અહિ સરખા લહી ભે' ભે' ભે',
તે સહુનું મૂળ દયા સજ્જનની, પદરજ શિરપર લે લે લે. **શ્રીજી. ૨**

---

## યાચના.

ગરબી, પદ ૪ થું.

પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે, દીન થઇને જાચું રે,
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હું તો નવ રાચું રે.
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે,
અમો છું રાજના ખાસા ખવાસ, એ મુક્તિ મન ન આવેરે. ૨
નિત્ય નિરખીએ શ્રીનટવરરૂપ રે, હોંસ હૈયામાંથી રે,
મન માન્યું મળે સહુ સુખ રે, તે એકતામાં ક્યાંથી રે. ૩
દિવ્યરૂપ છો સદા સાકાર રે, આનંદના રાશિરે,
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસીરે. ૪
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે,
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખ, એ સ્વપ્ને દેખેરે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે,
રૂચે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવો રે. ૬

વિના લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપોરે,
વિષય વાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માંગું રે,
દયાપ્રીતમજી આપો મુને એહ રે, પાયે લળી લાગું રે. ૮

---

## કૃતાર્થતા.

### ગરબી, પદ ૫ મું.

જેના હૃદયમાં અખંડ રસિકરૂપ, તેને કાંઈ નથી કરવું રે.
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવું રે. ટેક.
જેને દૃઢ આશ્રય શ્રીવલ્લભદેવ, તેને કાંઇ નથી કરવું રે
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ, તેને બાકી નથી તરવું રે,
લૌકિકવૈદિક ત્યજી શુદ્ધ શ્રીજી શરણ, તેને કાંઇ નથી કરવું રે.
દીનભાવ વિરહતાપ ગિરિધરણ, તેને બાકી નથી તરવું રે,
ભજન સર્વાત્મા હરિ ગુરુ સંત, તેને કાંઇ નથી કરવું રે.
દૃઢ પ્રતીતિ ગુણગાન ગોપીકાંત, તેને બાકી નથી તરવું રે,
સદા સુમતિ શ્રીકૃષ્ણ નામ જાપ તેને કાંઇ નથી કરવું રે.
ભક્ત દાસં દ્યા જગત અલગ પાપ, તેને બાકી નથી તરવું રે.
પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણાસક્ત, તેને કાંઇ નથી કરવું રે.
ત્યાગ તોષ સંગ રંગ કૃષ્ણ ભક્ત, તેને બાકી નથી તરવું રે,
સહજે આત્મસાત કર્યો કૃપાનાથ, તેને કાંઇ નથી કરવું રે.
ગુરુ ભગવદીયે ઝાલ્યો હસી હાથ, તેને બાકી નથી તરવું રે,
આસક્ત સહજે કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઇ નથી કરવું રે.
એનો જીવ પાસે ના મળે ઉપાય, તેને બાકી નથી તરવું રે,
સહેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઇ નથી કરવું રે.
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ, તેને બાકી નથી તરવું રે.

## અનન્યતા.

### પદ ૬ ઠું.

હરિને ભજે વળી અન્ય આરાધે, તે અનન્ય ભક્ત ના કહાવેરે;
અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ, આગળથી અથડાવે રે.
ભજતાં ગોવિંદ કોઇ નવ રહે બાકીરે, મૂળનું પાણી સઘળે પહોંચેરે;
શાખાઓ છાંટે તરુ તૃપ્તિ ના પામેરે, શ્રમ પહોચે સમજે ત્યારે શોચેરે.
ઘેર ગોવિંદ નંદે અંબા આરાધ્યારે, અજગરે ગળીઆ પીડા પામ્યારે;
પરિણામે છુટયા જયારે પ્રભુએ છોડાવ્યા, દેવીથી દુઃખ નવ વામ્યારે.
અભયાનો આશ્રય કીધો અંબરીષ ભકતેરે, દુર્વાસાદ્વારા દુઃખ દીઠુંરે;
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર્યું, પણ ક્ષુધા કષ્ટ વર્ષ એક વેઠયુંરે.
પાંડવનાઘરમાં પ્રકટ પ્રભુ વસ્યાપણ.શિવાદિકને સેવ્યાનીશ્રદ્ધા મનમાંરે;
કુંતા સંબંધે કેશવ કષ્ટે ધાયા, વિવિધની પીડા પામ્યા વનમાંરે.
એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમાં સં ભરે, અન્યાશ્રયે કીધે એવું થાયરે;
બહુ ઘરનો પરોણો જેમ ભુખે મરે પણ, ઓળંભો કોઇને ના દેવાયરે.
એક આસક્તિ વિના ચિત્ત ના ચોરાયરે, સંશય ત્યાં લગી સિદ્ધિ શાનીરે;
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે, બેના બાલકને આશા બેનીરે.

---

### પદ ૭ મું.

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો;
નહીં સ્વામી બીજોરે મ્હારે નહીં ત્રાતા બીજો. ટેક.
અવર કોઈનું કામ ન મ્હારે, રીઝો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો;
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીંજે. એક. ૧

સુખી દુઃખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉં;
વિના મૂલનો ઘર ગુલામ, વેચે ત્યાં વેચાઉં;
જ ગમ્યો એથી મન માન્યું, બીજે નવ ચાહું;
એના અતિ અવતાર હું કોઇનો, દાસ ન કહેવાઉં. એક. ૨
કૃષ્ણવિના શિર અવર નમે, તો છેદનનો દંડ;
નંદકુંવર વગુ નામ જપે તો, જીહ્વા કરૂ શતખંડ;
અવર દેવની આશ કરે અઘ ભજે વળી બ્રહ્માંડ;
અન્ય અમર દર્શને દોડે પગ, તો પાડું પિંડ. એક. ૩
હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાડી હરિ દઢવત, વારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીયે વ્યભિચારી,
શ્રીગુરુદેવ નભવંજો કહે દયો, સદા ટેક મારી. એક. ૪

પદ ૮ મું. ઝૂલણા છંદ.

અલ્યા ઉઠતાં કૃષ્ણ કહે, બેસતાં કૃષ્ણ કહે,
સુતાં શ્રીકૃષ્ણ કહે, હરતાં ફરતાં.
ચાલતાં કૃષ્ણ કહે, દોડતાં કૃષ્ણ કહે,
વણ કહે કૃષ્ણ રખે, કાંઈ કરતાં. અલ્યા. ૧
કૃષ્ણ કહી ખાન કર, પાન કર કૃષ્ણ કહી,
કૃષ્ણ ગુણ ગાનકર, દુઃખ સુખમાં.
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટ શ્રીકૃષ્ણ કહે,
અહર્નિશ કૃષ્ણને રાખ્ય મુખમાં. અલ્યા. ૨
પ્રીતે શ્રીકૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે,
સહજ શ્રીકૃષ્ણ કહે કૃષ્ણ કામે.

સર્વકાળે સદા સઘળે શ્રીકૃષ્ણ કહે
સિદ્ધ કારજ સકળ શ્રીકૃષ્ણ નામે. અહયા. ૩
સહજ બની આવે સાધન સકળ શિરમણિ,
ચેત આવ્યો ધસ્યો કાળ ડસવા.
લટકું અમૂલક ચાલ્યું ચેતો દયા,
નહીં તો નિશ્ચે પડશે હાથ ઘસવા. અહયા. ૪

---

## પ્રાકટ્યાનંદ.

### ( પદ ૯ મું–રાગ કેદારો. )

નંદનંદન પ્રકટ સ્વામી સમજયા વિના, બ્રહ્મનિજ માને સુખ શું વિચારે ?
નિરખી નિજ રૂપ જેમ હરખે કોઇ કામિની તેને સુખ કેવું હોય
મનમાં ધારો. ૧
સજળ ઘન સમજે આનંદ શો સૃષ્ટિને, અન્ન ઉપજે નહીં વિના વૃષ્ટિ;
એમ અંતર્યામી ઓળખે શું સર્યું પ્રકટ અનુભવ વિના સુખ શું દષ્ટિ ? ૨
નાગ સ્ફુટ નિંદિએ રાફડો પૂજીએ પ્રસન્ન થઇ ફલ કહો કોણ આપે ?
રાય રૂઠી રાણી જગમાં પૂજાય પણ કાંત વણ કામ દુઃખ કોણ કાપે ? ૩
ઘૃત વિના માખણે મોદક ચોળાય નહીં પૂરવા દીપ નવ કામ લાગે;
પુત્ર પ્રગટયા વિના વંશ વૃદ્ધિ કયહાં ઉદર ગર્ભે ન વંધ્યત્વ ભાગે. ૪
ધ્યાન ભોજન કરે ભૂખ ભાગે નહીં કાષ્ઠ ચાંપે તુર્ત ન લાહે લાગે;
સૂર્યવ્રતવાળાં દિન દેખી જમતાં નથી અંબુદ ચકોર ચિત્ત સુખ ન જાગે. ૫
ગોલારાણા નામ ભાટનું રાયજી નાપિક પારેખ ધંતુર કનક કહાવે;
આકડો સૂર્ય જેમ ખકરાને અજ કહે બ્રહ્મપણું જીવ તેવું શોભાવે. ૬

બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ મુક્તાફલ જલ કદાપિ ન થાય;
વણ્યો પાછું કપાસ ન કોટિ પ્રયત્ને ઉલટી વહી નદી મૂલમાં ન જાય ૭
સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા;
ઉદ્ધવ શુકદેવ શિવ ભજનાનંદ ભોગિયા બ્રહ્માનંદ ત્યાગ્યો
ઉતરેલો ગ્રીવા. ૮
અસુરને મુક્તિ તેમ જ્ઞાની વિરાગી મુનિ આપી લેતા નથી સેવક સાચા;
સ્વરૂપાનંદ સ્નેહ સુખ મોક્ષમાં ન મળે કહે દયો માગે બુદ્ધિના
જે કાચા. ૯

---

## નિશ્ચિંતતા.

### પદ ૧૦ મું.

શ્રીગોવરધનધરણ શ્રીવલ્લભ લાડીલાજી,
શરણ બલે છું સહુ વાતે નિશ્ચિંત જો.
બળીઆ બિરદ ભરોસે સહુ ભય ભાગિયા જો,
નિઃસાધન યદપિ નથી લક્ષણ સંતજો. શ્રી૦ ૧
જ્ઞાને વા અજ્ઞાને આત્મ નિવેદીયો જો,
વ્રજવલ્લભ તમને શ્રીવલ્લભદ્વારા જો;
મહાપ્રભુવાક્ય તેને નહિ કશી વેદના જો,
ચાંડાલી તદપિ નિર્ભય નૃપદારા જો. શ્રી૦ ૨
કેટલો જીવ ઉચિત કૃતિ તેની કેટલી જો,
તે શું રીઝવશે? નિજ નંદકિશોર જો.
બલિષ્ઠ દોષ ઘણા પણ જોતાં જીવના જો,
આપ ક્ષમા આગળ તેનુ શું જોર જો? શ્રી૦ ૩

નિજ ઉદ્યમ બલ તમને કોઇ પામ્યું નથી,
પામ્યા શરણ સંબંધ સંગ પ્રતાપ જો.
તે શ્રીવલ્લભસુત ગુરુ પ્રબલ સંબંધ છે જો,
જીવ મંદમતિ માટે મિથ્યા તાપ જો. શ્રી૦ ૪
નિષ્કલંક જે આત્મસાત્ આપે કર્યો જો,
કૃપા પૂર્ણ કરી નહિ નિયામક કોય જો.
સત્સંકલ્પ સત્યગિરા શ્રીનાથજી જો,
નિજનો કહો કર ગ્રહ્યો દયો શિદ રોય જો. શ્રી૦ ૫

## પદ ૧૧ મું.

ગાજે ગાજે રે ગોવિંદ ગુણ નિત્ય ગાજે (૨)
હસ્તવડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે. ગાજે ૧
નેત્રે નિરખજે નંદનંદને, હરિયશ રસ શ્રવણને પાજે. ગાજે. ૨
ઘ્રાણને પુષ્પ પ્રસાદીતુલસી, પ્રભુનોપ્રસાદસાધુસંગેખાજે. ગાજે. ૩
નમન કરે શિર હરિહરિજનને, તીર્થતીર્થમાં તું નિત્ય નહાજે. ૪
મન મધુવ્રત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે. ગાજે. ૫
સત્સંગતિ વિનાપલક ખોઇશમાં, દુષ્ટ સંગ થકી દૂર થાજે. ગાજે. ૬
દેહધારી સહુપર દયા રાખે, હરિ ગુરુ હરિસમા ચહાજે. ગાજે. ૭
સાચો સ્નેહ રાખે કૃષ્ણસાથે, છલકરી વિશ્વને મા વહાજે. ગાજે. ૮
એશિક્ષા દયો કહે જો સધી આવે, તોવણશ્રમે વૈકુંઠ જાજે. ગાજે. ૯

## પદ ૧૨ મું.

હરિજી હ્રદયે વિચારો રે, પ્રભુજી હ્રદયે વિચારોરે,
મુજને તારો જગ જસ અતિ, માનો ગુણ મારો રે. ટેક.

પ્રમાણ પંથે સર્વ ચાલશે તો, બિરદે જુઠા ઠરશો;
પતિતપણું હું નહિ પાળું તો, પાવન કોને કરશો? ૧
દાસ દોષ જોઇ નરક નાખશો, (તો) ક્ષમા ધરી શે કામે?
ન્યાય જુઓ તો દોષ ભસ્મ સહુ, એક તમારે નામે. ૨
શરણ પડયો તોયે શુભ મતિ ન આપી, જાવા દીધો કુવાટે,
અધમોદ્ધારણ બિરદ સત્ય કરવું, સમજયો છું તે માટે. ૩
શાસ્ત્રાધાર તમો કહ્યું નાથ, સજ્જન થા કર કૃતિ સારી,
તદપિ બગડી મેં બિરદ સુધાર્યું, સ્વામી સ્વાર્થ વિચારી. ૪
નિઃસાધન ઉદ્ધાર નામ સત્ય કરવાં સર્વ સાધન મેં ત્યજીયાં,
દુષ્ટ દયાલ નામ સત્ય કરવા, દુષ્ટ કર્મ મેં ભજીયાં, ૫
જ્ઞાનશૂન્યનું ગ્રહણ જ કરવા, વિઠ્ઠલ નામ ધર્યું છે,
જ્ઞાનશૂન્ય તે માટે થયો છું, રુચતું રાજ કર્યું છે. ૬
વિમુખ અધમ પામે જ અધોગતિ ઘટે ન સન્મુખ જનને,
સન્મુખ અધમ અધોગતિ થાતાં, બટ્ટો શ્રીમુખવચનને. ૭
દુષ્ટ ઠરી પ્રભુ ગમતું કર્યું મેં, રાખ્યો મારો ધર્મ,
દયો બૂડતાં ધર્મ બૂડશે, સમજી લેજો મર્મ. ૮

---

## વૈષ્ણવદર્શન.

### પદ ૧૩ મું.

તે ભગવદીયનાં દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોય તેને તે ભેટે રે;
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટે રે. તે૦ ૧
પ્રેમભક્તિમાં પચેલા પૂરા, નિંદા કરે નહીં કોની રે;
અંતરમાં અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે૦ ૨

સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું નિશદિન ધ્યાન ન મૂકે રે;
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ન ચૂકે રે. તે૦ ૩
ક્ષમા દયા સમદૃષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે;
સંતોષી સાત્ત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે. તે૦ ૪
જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે,
દૃઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે; તે૦ ૫
અન્યપ્રસાદી અન્યાશ્રય વર્જે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે,
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે. તે૦ ૬
ઇંદ્રિયજિત અભિમાન રહિત શુચિ, મોહમાયાથી રહે અળગા રે,
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યારે. તે૦ ૭
તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મુને કરજો રે,
દયો ભણે તેના ચરણની રજ, મારા શિરપર સદા ઠરજોરે. તે૦ ૮

---

## ઢાળ રાજીયાની, પદ ૧૪ મું.

તાદૃશી જન તેને જાણીએરે, જેમાં એવા ગુણ હોયરે,
નિંદાસ્તુતિ ના કરે કોઈની, સઘળે સમદૃષ્ટિ જોયરે. તાદૃશી જન.
દર્શન કરતા માત્રમાંરે, ભૂલાવે પ્રપંચનું ભાનરે,
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે. તાદૃશી જન. ૧
સકળ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાનરે,
શુભ ઈચ્છે સર્વ જગતનું, લેશ નહીં અભિમાનરે. તાદૃશી જન. ૨
ગુણ ગાતાં ગોવિંદનારે, પુલકિત તનુ થાયરે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય રુંધાયરે. તાદૃશી જન. ૩

પરદુ:ખે દાઝે ઘણુંરે, કરે કોઈનો ના દ્રોહરે,
ઇંદ્રિયજિત સાચા સદા, ના પામે માયામાં મોહરે. તાદશી જન. ૪
અકળ લીલા નંદલાલનીરે, તેમાં લગ્ન જેનું મનરે,
પ્રીત બહુ પર ઉપકારમાં, સદા પ્રસન્ન વદનરે. તાદશી જન. ૫
નટવર ઝળકે નેત્રમાંરે, ક્રાન્તિ કરુણા મધ્યે હોયરે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇના ન જોયરે. તાદશી જન. ૬
વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે.
અનન્ય ભાવે ભજે કૃષ્ણને, જેને વહાલું નહિ વિત્તરે. તાદશી જન. ૭
હરિ ગુરુ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે,
દઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ. તાદશી જન. ૮
સેવા સ્મરણ સત્સંગમાંરે, જેની આસક્તિ અતિરે,
કપટનો લેશ નહિ હૃદે, હરિ ચરણે સદા મતિરે. તાદશી જન. ૯
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશનુંરે, સદા મુખે કૃષ્ણ નામરે,
તે ભગવદીય તણા દાસનો, સદા દાસ દયારામરે. તાદશી જન. ૧૦

---

## પ્રેમ.

### પદ ૧૫ મું.

જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ. ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિંધુનું માલછડું જયમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ. ૨

સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે,
વગળવંશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે. પ્રેમરસ. ૩
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે. પ્રેમરસ. ૪
એમ કોટિ સાધને પ્રેમવિના, પુરુષોત્તમ પૂઠ ન ફરે,
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર વર, પ્રેમભક્તિયે વરે, પ્રેમરસ. ૫

---

## પ્રેમપરીક્ષા.

### ગરબો. પદ ૧૬ મું.

ઉદ્ધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી,
કોઇ અનુભવી જાણેરે, કહેતાં તો ન આવે બની. ૧
પ્રસૂતાની પીડારે, વંધ્યા તે શું જાણે ?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે. ૨
મૂંગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયું,
સરવે મન જાણેરે, બીજાને નવ જાય કહ્યું. ૩
ઘાયલના દુઃખનેરે, કાયર તેતો શું પ્રીછે,
એમાં જ્ઞાની લહે નહીંરે, રતિની ગતિ શી છે. ૪
નેમ સઘળા નાસેરે, પ્રેમ જયારે વ્યાપે.
જેને નિદ્રા આવીરે, તે ઉત્તર કયમ આપે. ૫
આશક માશુકમાંરે, રૂપ ગુણ સહુ દેખે,
જેવું ભાસે છે તેહને રે અવર તેવું નવ પેખે. ૬
જેનું ચિત્ત જયહાં ચોંટયું રે, તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમાંરે, ચકોર ભાવે ખાયે. ૭

રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યોરે, તેના અવગુણ આણે. ૮
સ્નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગીરે વેલી તો ફરી ના લટે.
શીખે સાંભળે ન આવેરે, ઉદ્ધવ ગતિ પ્રેમતણી,
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીત બાઝે તો સહેજેરે, છુટે ના પછી છોડી,
મરછને દુઃખ દેછેરે, ગળ્યા પછી અંકોડી. ૧૧
સાચી પ્રીત તો પ્રાણ લેરે, સાધારણ થાય પરી,
દાદુર જળવણ જીવેરે, માછલડાં તો જાય મરી. ૧૨
મ્હોટી મનની મોહિનીરે, પ્રીતથી બીજી ન મળે,
જડ પણ જુઓ લોઢુંરે, ચમકને દેખી ચળે. ૧૩
છીપ રહે છે સાગરમાંરે, ઇચ્છા સ્વાતી બુંદતણી,
જુઓ દૃષ્ટિ ચકોરનીરે અચળ રહે ઇંદુભણી. ૧૪
લજ્જા સુધ બુધ સામર્થ્યરે, પ્રેમીજનમાં ન ટકે,
મધુકર વાંસ કોરેરે, કમળ નવ ભેદી શકે. ૧૫
મૃગ સહેજે મરે છે રે, પલાયન અભ્યાસી,
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું ન શકે નાસી. ૧૬
દૃષ્ટિ પ્રીતનો માર્યોરે, પતંગ દીપકમાં બળે,
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે. ૧૭
રહે ચાતક તરસ્યોરે, સદા બાર માસ લગી,
પીએ સ્વાતીનું વારિરે, અવર સ્પર્શે ન ડગી. ૧૮
વિખના વ્યસનીનેરે, સાકર પણ સુખ ના કરે,

પય પાણીથી ઉત્તમરે, મીન તેમાં નાંખે મરે. ૧૯
જેનું મન જેશું માન્યુંરે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂંરે, નાવે તેની આંખ તળે. ૨૦
એ વૈરાટમાં લોચનરે, ઇંદુ ભાનુ ભેદ કશો,
કંજ કરમાય ચંદ્રેરે, ફુલે રવિ નેહ વસ્યો. ૨૧

કંઠે વળગી ના છુટેરે, એ પ્રેમતણી ફાંસી,
કાચો હોય તો તૂટેરે, સૂણી જગની હાંસી. ૨૨
છે અગમ પંથ સ્નેહનોરે, ઉદ્ધવજી તેં નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ લાગે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇયે રે, જેનું મન જગમાં ભમે,
તે તો અચળ હમારૂં રે, ચિત્ત રસિયામાં રમે. ૨૪

જેનું મન માને રે, જોગ તે સુખે ગ્રહો,
અમો તો એહ માગું રે, પ્રીતમજી શું પ્રીત રહો. ૨૫
તમારા હરિ સઘળે રે અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે. ૨૬
ઇંદુને અવલોકીરે; ચકોરનું ચિત્ત ઠરે,
તે પ્રકાશને પેખીરે, કહો શું સંતોષ ધરે. ૨૭

એવાં વચન સુણીને રે ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી,
જોગ જંજાલ છુટી રે, ગયું મન સ્નેહે મળી. ૨૮
અભિમાન મૂકીને રે, ઉદ્ધવ ગોપી પાય પડયા,
કહું હયા પ્રીતમજીરે, નિશ્ચય એક તમને જડયા.

---

## પદ ૧૭ મું—રાગ કાલિંગડો.

સખી હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં, સખી હું તો ટેક.
હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે, અગ્નિ ઉઠશે આખી દેહમાં-૧
પીડા પામે રે પૂરો થશે નવ ભાવે, જાદુડો એવો જે કાંઇ એહમાં-૨
રૂપ ને ગુણ સહુ તે તેમાં દેખે, જેનું મન માન્યું જેહમાં- ૩
સ્વાધીનને પરાધીન કરી નાખે, નેહ વિના એહ બળ કેહમાં- ૪
હું દુખી યહાંને વ્હાલો વિકળ ત્યહાં છે, સુખી ના મળે કોઇ બેહમાં-૫
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો, ભીજી રહું આનંદ મેહમાં-૬

---

## પદ ૧૮ મું.

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી.
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. ૧
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી,
અંતરમાંહે વસે અગ્નિ પણ, આનંદ પામે ન અરણી ૨
નિજ નાભિમાં કસ્તૂરી પણ, હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટયું ઘણું પણ, ધનવંત કહાવે ન ધરણી. ૩

---

## પદ ૧૯ મું—રાગ સોરઠ.

કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે,
ભોળું ભાખ મારે, કામણ દીસે છે અલબેલા૦ ટેક.
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજું કોર્યું,
અધપડિયાળી આંખે ઝીણું ઝાંખ મારે, ભોળું ભાખ૦ ૧

નખશિખરૂપ ઘણું રઢિયાળું, લટકું સઘળું કામણગાળું,
છાનાં ખંજન રાખ્યાં પંકજ પાંખમાંરે, ભોળું ભાખ૦ ૨
વહાલભરી વશકરણી વાણી, તારુણીનું મન લેછે તાણી,
ભૃકુટિ મટકાળી ને ભુરકી નાખમાંરે. ભોળું ભાખ૦ ૩
દયા પ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે નવ કહેવાયે
આ વિનતિ આતુરતાની આવડી સાંખ માંરે, ભોળું ભાખ૦ ૪

---

પદ ૨૦ મું—રાગ સોરઠ.

તેં તો ઘટઘટમાં ઘર કીધું, વાલમ વરણાગીયારે,
કાળજું કોરાણું કંદર્પનાં શર વાગિયાંરે, તેં તો. ટેક.
રોમરોમ રસિયો તું વસિયો, ભવવૈભવ સહેજે તું ખસિયો.
વિરહના અંગારા અંગે જાગિયાં રે. તેં તો ઘટઘટ. ૧
માતા પિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે,
દુર્જન દુશ્મન સહુકો પુઠે લાગીયારે. તે તો ઘટઘટ. ૨
કહાન કટાક્ષ કરી તું ભાળે, તેમાંનું કંઇ નહિ હસિ રાળે,
તે સાચું સમજી પીડે લોક અભાગિયારે. તેં તો ઘટઘટ. ૩
દયાપ્રીતમ પ્રીત કરી ન ફાવી, વણ વેપારે જોખમ આવી.
કહ્યું ના માને પ્રાણ થયા અનુરાગીયારે. તેં તો ઘટઘટ. ૪

---

પદ ૨૧ મું.

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામ રંગ૦—ટેક.
જેમાં કાળાશ તે સહુ એક સરખુ, સર્વમાં કપટ હશે આવું. મારે આજ.
કસ્તુરીની બીંદી કરૂં નહીં, કાજળ ના આંખમાં અંજાવું. મારે આજ.

કોકિલાનો શબ્દ સુણું નહીં, કાગ વાણી શુકનમાં ન લાવું. મારે આજ.
નીલાંબર કાળી કંચુકી ના પેહેરૂં, જમુનાના નીરમાં ના ન્હાવું.મારે આજ
મરકટ મણિને મેઘ દ્રષ્ટે ના જોવાં, જાંબુ વંત્યાક ના ખાવું. મારે આજ.
દયાનાપ્રીતમ સાથે મુખે નેમ લીધો, પણ મન કહે છે પલક ના નીભાવું.

## વૈષ્ણવકર્તવ્ય.

### પદ ૨૨ મું.

સાંભળોને સહુ કોઇ એક શીખામણ સારી,
જેને પ્રસન્ન કરવા હોય ગિરિવરધારી.
દેવને દુર્લભ મોંઘો મનુષ્યાદેહ આવ્યો,
હરિ ભજ્યા નહિ તેને એળે ગુમાવ્યો.
સુલભ જો થાય માયા છોડી આસક્તિ,
રાત્ર દિવસ કરો કૃષ્ણની ભક્તિ.
એ ભક્તિ આવ્યાનું લક્ષણ આવું,
સાંભળો સહુ કોઇ તમને રીત બતાવું.
નવધા ભકિત સર્વેનું સાધન મણિ કહીયે,
પ્રેમ લક્ષણા તે તો સર્વોપરિ લહીએ.
જો હરિ ગુરુ વૈષ્ણવ પ્રસન્ન થાય,
એઉની કૃપાએ પ્રેમ ભકિત પમાય.
હસ્ત વડે કરે શ્રી કૃષ્ણની સેવા,
ચરણ દોડાવે પ્રભુનાં દર્શન કરવા.
નેત્રથી નિરખે નંદકુંવરનું રૂપ,
કથા અમૃત રસથી પૂરે કર્ણનાં કૂપ.

નાસા પ્રસાદી સુંઘે તુલસીનાં દામ,
રસના રસિક નંદકુંવરનું નામ.
ચિત્તથી ચિંત્વન કરે સુંદર શ્યામ,
કરે દેહથી હરિને દંડવત પ્રણામ.
આત્મનિવેદન એજ તત્વ જો રાખે,
તન મન ધન જીવન વહાલાપર વારી નાખે,
વૈષ્ણવ જનને બંધુ સરખારે જાણે,
સર્વ કોઇ પ્રાણી ઉપર કરુણા બહુ આણે.
પર ઉપકાર મનમાં ઝાઝેરા લાવે,
કદાપિ કોઈનું હૃદય જરા ન દુઃખાવે.
પ્રભુની પ્રસાદી ખાન પાનમાં લાવે,
માયા વિષે તે ઇંદ્રિયો ન ચલાવે.
અંતઃકરણ નિર્મળ વાણી સત્ય બોલે,
પુરુષોત્તમ પક્ષે બીજે મન ના ડોલે.
દઢ વિશ્વાસ વિશ્વંભરનો ઉર આણે,
જે જે નીપજે તે ભગવદ ઇચ્છા એમ જાણે.
દીનતા રાખે ન કરે નિજનાં વખાણ,
પ્રેમ ભકિત આવ્યાનું એજ એંધાણ.
માન અપમાન હાનિ વૃદ્ધિસમ જાણે,
સુખ દુઃખ દેખી મનમાં શોક ના આણે.
એ રીતે શ્રીકૃષ્ણની ભકિત જો કરીયે,
તો ભવસાગર એક પલકમાં તરીયે.
આ શિક્ષા સાર ધોળ ભાવે જે ગાશે.
તેને દયાનો પ્રભુ પ્રસન્ન થાશે.

# રૂષિઓની કૃતિ ન કરવી.

## પદ ૨૩ મું.

મોહોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરિયે;
તે કરે ચહાય સો કામ, આપણ તો મરિયે. મોટા૦ ટેક.
પરનારી ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાયરે;
ઉર્દ્ધરેત અગ્નિ પીવો, ગોવર્ધન કેમ ધરાય. કૃતિ રી૦ ૧
શિવ અર્ધાંગે ઉમિયા રાખે, પણ આપણને બીહિવુંરે;
ત્યમ કરિયે જો કામ બાળિયે, કયમ અને હળાહળ પીવું. કૃતિ રી૦૨
રુધિરમાંસને ભોગે ભવાની, આપણ હઠીયે ત્યાંથીરે;
સિંહ ચઢીને દાનવ દળવા, કાઢિયે તે બળ કયાંહાંથી. કૃતિ રી૦ ૩
ખરું ખોટું પણ પુત્રી લાંછન, બ્રહ્માને કહેવાયરે;
તે જોઇને ત્યમ કરિયે પણ આ, સૃષ્ટિ કેમ રચાય. કૃતિ રી૦ ૪
ચંદ્ર ઇંદ્ર ગુરુ પત્ની રમિયા, ત્યમ કરવું તો સુલભરે;
અંડ પ્રકાશ અમીવૃષ્ટિ, નગપાંખ્યો છેદન દુર્લભ. કૃતિ રી૦ ૫
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ, કોઇ કહે નહિ મેલોરે;
તે જોઇને તું તેમ કરિશ તો, સરવે કહેશે ઘેલો. કૃતિ રી૦ ૬
કલેશ પ્રિય નારદને છે જોઇ, રખે તું ઘેલાં કહાડેરે,
તેહેનો સંગ ભવભયભંજન ને, તહારો સંગ ભવ પાડે. કૃતિ રી૦ ૭
અસુરપ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશોરે;
દિવ્ય દૃતિ મૃત સઞ્જીવન વિદ્યા વેળા પછી રોશો. કૃતિ રી૦ ૮
ગંગા મધ્યે મુનિ પરાશર, ઢીમર કન્યા ભોગીરે;
વ્યાસ પ્રગટ મછગંધા મૃગમદગંધા કરી એ યોગી. કૃતિ રી૦ ૯
કુંતા કૃષ્ણા પંચપતિ પણ, સતી શિરોમણિ કહાવેરે;
તેહેનું જોઇ સ્ત્રી અન્ય કરે તો, નિશ્ચે નર્કમાં જાવે. કૃતિ રી૦ ૧૦

શંકરસ્વામીનું જોઇ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધારે:
સીસું નવ પીવાયું સંગે, થયા બહિર્મુખ બાધા. કૃતિ રી૦ ૧૧
પુત્રતણી બે પુત્રી કશ્યપ, થઇને પિતામહ વરિયારે:
તેહનો દોષ આપણે ના જોવો, તે ઘર હરિ અવતરિયા. કૃતિ રી૦ ૧૨
જવની રાખી જગન્નાથ પંડિતે, તે તો સહજ બની આવેરે;
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો વેવલાં વિણાવે. કૃતિ રી૦ ૧૩
મેહેતે અનામિકને ઘેર ઓચ્છવ કીધો, તે આપણ નવ જોઇયેરે;
હરિએ હાર મેહેતાને આપ્યો, તે વેળા પત ખોઇયે. કૃતિ રી૦ ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવું, ભજવા ગિરિવરધારીરે;
મ્હોટાની ગતિ મ્હોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ રી૦ ૧૫

---

## સત્સંગમાહમા.

### પદ ૨૪ મું—ગરબી.

સર્વનો સિદ્ધાંત સત્સંગ છે, માનોની તમે સર્વનો સિદ્ધાંત સત્સંગ છે;
ધન્ય ભાગ્ય છે તેનું ત્રિભુવનમાં, જેને હરિના સંગીનો સંગ છે.
નિજ સરખો તે કરે મળતાં જયમ, નીચ જળ ગંગ મળતાં ગંગ છે.
એમાં સર્વ જપ વ્રત તીર્થ ધર્મ; યમ નિયમ યોગ અષ્ટાંગ છે.
અધમ પતિત થાય મહા સર્વોત્તમ; એવો જેનો સબળ પ્રસંગ છે.
ગોબરકીટને સુંઘાડે પરિમળ પુષ્પનો, એટલો પ્રતાપ તુચ્છ ભૃંગ છે.
વણસ્યું કામ કલ્પનું તે પલકમાં સુધારે; એવી જેની બુદ્ધિઓ ઉત્તંગ છે.
અવળાનું સવળું કરી નાંખે, ભાગે અઘ દુઃખ જે અભંગ છે.
રાત દિવસ સત્સંગમાં ગમે દયા, તે બેઠા શ્રીહરિને ઉછંગ છે. ૮

---

# મિથ્યાશ્રમ.

## પદ ૨૫ મું.

સાધુ શ્રમ ના કરશોરે, સાધુ શ્રમ ના કરશોરે,
કોટિ પ્રયત્ને ગર્દભ થશે નહીં ગાય, માટે શ્રમ ના કરશોરે,
કઠણ બોલી કાળજ બાળે; હરિ ભજન ભૂલાય,
માટે શ્રમ ના કરશોરે, ટેક.
કામળાકેરી કાળઠ સો મણ, સાબુથી ના જાય,
શ્વાનની પૂછડી થાય ના સુધી, કરે કોટિ ઉપાય. માટે૦ ૧
કુલક્ષણથી શિથિળ પડયો, પુરૂષ પુરૂષ થાય,
પણ વ્યંઢલ મરદ હોય ન કદા, સોમણ પારો ખાય. માટે૦ ૨
કસ્તૂરી કયારે વાવો તોહે, લસણ તો ગંધાય,
ઓસડ આખડી માનતા માને, વાંઝણી કયહું ના વ્યાય. માટે૦ ૩
ફળે ના ફુલે ન નેતર, સુધા જો સિંચાય,
આઠે પ્રહર ઉકાળીયે તોહે, કાંકણું ના ખફાય. માટે૦ ૪
વાંસ એરંડો થાય ન ચંદન, મલયાચળને વાય,
જેહેને કાજે જે સરજયા છે, તે તેહેમાં લોભાય. માટે૦ ૫
પરાપૂર્વથી પ્રભુના છે તે તો, પ્રભુતણા ગુણ ગાય,
દયો દુષ્ટને ડાબા મૂકી, ભજે શ્રી વ્રજરાય. માટે૦ ૬

---

## પદ ૨૬ મું.

હરિ તુને પ્રસન્ન તે કેમ થાયે, તાહરા મનનું કપટ નવ જાયે;
તાહરા દીલનો છળ નવ જાય, પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય. ટેક.

હરિકીર્તન હરિનામ રટણમાં અતિશે આળસ તાહરે;
ડાચાકૂટ લવ પરનિંદામાં, આખો દિવસ નવ હારે. હરિ૦ ૧
પ્રભુનું પૂજન કરતી વેળા, ટાયા તાહરી કંપે,
ગંજીફો સોકટાં કૂટતાં, આઠ પોહોર નવ ઝંપે. હરિ૦ ૨
પ્રભુનું ચંદન નવ ઘસાય, તુજ શ્રમથી શરીર બગડે;
કૂંડી કૂતકે મરી મસાલો, ભાવે ભાંગ તું રગડે. હરિ૦ ૩
એકાદશી ઓચ્છવનું જાગરણ, અતિ અઘરૂં તુને લાગે।
ભવાઈ કે ગુણિકાનૃત્ય નારીસંગ, જામિની આખી જાગે. હરિ૦ ૪
બે પૈસાની ગુરુ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;
ઘરની સ્ત્રી સહેજ માગે ઘરેણું, ત્યારે હરખ મગન થઇ ડોલે. હરિ૦
ખોટાં મોતી કાચ કીડીયાં, ભગવત ભૂષણ ઘાલે
સોનું રૂપું મણિ મુકતાવિણ, સ્ત્રી સુતને ના ચાલે. હરિ૦ ૬
હરિના ભકતને લુખું સુકું, વેઠ વળગી હોય જાણે:
સગાં સંબંધી ઘેર પરોણા આવે ત્યારે, મિષ્ટાન્ન પીરસે પરાણે હરિ૦
જગ દેખે ત્હાં જપમાં બેસે, બાકી નાહાય ના ખાવા;
ગળાં કાપે કયહું થાએ ગળગળો, એ વૈષ્ણવતા વાહાવા. હરિ૦ ૮
આ કરવું આ ના કરવું, એમ સહુને શિક્ષા દે છે;
તેમાંનુ તું કાંઇ નથી કરતો અનુચિત કર્મ કરે છે. હરિ૦ ૯
અંતરનો છળ અન્ય ન લહે, પણ જાણે અંતર્યામી:
એ તો સાચાના સંગી છે, દાસ દયાના સ્વામી. હરિ૦ ૧૦

---

### પદ ૨૭ મું.

સેવ્ય ને શ્રીકૃષ્ણ રસિક રાધિકાપતિ,
રાધિકાપતિ ગોવિંદ, ગોપિકાપતિ. સેવ્ય. ૧
મહાવાકય તત્ત્વમસિ, મર્મી તે તણા મુનીંદ્ર,
લીન જેહમાં સ્વરૂપ, તેથી પર અતિ. સે૦ ૨
બ્રહ્મા વિષ્ણુ ભવ અનંત, અંત ના લહે અચિંત,
અર્થ સાધને ન સાધ્ય, યોગી ન તું યતિ. સે૦ ૩
આત્મારામ પૂર્ણકામ, ધામધામ વામ ગ્રામ,
શ્રેય સત્ય નામ શ્યામ, અદ્ભુતાકૃતિ. સે૦ ૪
સ્વયંભૂ સ્વતંત્ર ગ્રહી, શકે ન કોઇ મંત્ર તંત્ર,
ગ્રામ શુદ્ધ પ્રેમ આનનભક્તિ દીનમતિ. સે૦ ૫
લલિત છબી ત્રિભંગી લાલ, મદનમોહન અતિ કૃપાળ,
જેહને નિરખી તૃપ્તિ દયાને નથી થતી. સે૦ ૬

## વિનંતિ.

### પદ ૨૮ મું.

મહારે અંત સમય અલબેલા, મુજને મૂકશો માં;
મહારા મદનમોહનજી છેલા, અવસર ચૂકશોમાં. મા૦ ૧
હરિ હું જેવો તેહેવો તમારો, મુજને મૂકશો માં;
શ્રીગુરુ સોપ્યો સંબંધ વિચારો, અવસર ચૂકશો માં. મા૦ ૨
મહારા દોષ કોપ સંભારી, મુજને મૂકશો માં;
શરણાગતવત્સળ ગિરિધારી, અવસર ચૂકશો માં. મા૦ ૩
હરિ મહારે ધર્મ નથી કોઈ સાધન, મુજને મૂકશો માં;
નથી સત્સંગત સ્મરણ આરાધન, અવસર ચૂકશો માં મા૦ ૪

શ્રીપતિ સર્વાત્મા સર્વોત્તમ, મુજને મૂકશો માં;
મ્હારા પ્રાણજીવન પુરુષોત્તમ, અવસર ચૂકશો માં. મા૦ ૫
સમર્થ કરૂણાસિંધુ શ્રીજી, દયાને મૂકશો માં;
મ્હારે ઓથ નથી કોઇ બીજી, અવસર ચૂકશો માં. મા૦ ૬

---

## ગરબી.

સહુથી સમરથ રાધાવરનો આશરો,
જેહેના જનને દુભવી શકે નહી કોયજો;
જમનું જોર ન ચાલે દોષ કરે કદા,
ક્ષમા કરે કે હરિ ચહાયે તો જોયજો. સ૦ ટેક. ૧

જુઠો હરિનો ભક્ત જગતમાં થઈ ફરે,
એહવાનું પણ માધવ રાખે માનજો;
બાનુ પોતાનું જોઈ પાળે બરદ તે,
જેમ જડ પ્રોહિતને પોખે જજમાનજો. સહુથી ૨

બીજા સહુ મોહોટા પણ હરિના હુકમમાં,
સુર બ્રહ્મા ગણપતિ શકિત શિવ શેષજો;
કેશવ કોપે કોઇનું બળ ચાલે નહીં,
એ સહુ રૂઠે હરિજન ડરે ન લેશજો. સહુથી ૩

રાવણ હિરણ્યકશિપુ બ્રહ્મ હિમાયતી,
દુર્યોધનને પક્ષ હતો બળરામજો;
કોપ્યા કૃષ્ણ તદા સરવે જોતા રહ્યા,
હરિજનનું કોઇ લેઇ શકયું નહીં નામજો. સહુથી ૪

કરણ કુંવર સૂર્યનો અર્જુને મારીયો,
સબળ સુયોધન ભીમે મરણ પમાડયોજો;
હરિ રાખ્યા સુર ગણેશ વિઘ્ન થયું નહીં,
ચિત્રકેતુ સઘ પડયો ન અંબા પાડયોજો. સહુથી ૫

માયા કાળતણો ભય કોઇથી ના ટળે,
અભય અચળ કરવા સમરથ નહીં કોયજો:
વિના એક શ્રી ગિરિવરધારી લાલજી,
કોણ શરણ જાતાંમાં સનમુખ જોયજો. સહુથી ૬

સેવા કરતાં અવળું પડે અન્ય દેવને,
પીજયું કાંત્યું પળમાં થાય કપાસજો;
કોપી કષ્ટ પમાડે તે વળી લાભમાં,
બહુ શ્રમથી કાંઇ ફળ આપે હોય નાશજો. સહુથી ૭

શ્રીજી જનના અવગુણ તે પણ ગુણ ગણે,
સહજ કરે શરણાગત આપ સમાનજો;
સમોવડ કીધો શરણ જતાં મળમાસને,
આપી દીધું પુરૂષોત્તમ અભિધાનજો. સહુથી ૮

એહેવા કરુણાનિધિ સમરથ શ્રીનાથજી,
દાસ દયાના પ્રીતમ પ્રાણ આધારજો;
એહને મૂકી અન્યતણો આશ્રય કરે,
તે નિર્ભાગી મૂરખના સરદારજો. સહુથી ૯

# હીંદી પદો.

## રાગ ભેરવી. પદ ૧ લું.

હમ સાકાર ઉપાસી વે, સબ ગોકુલકે બાસી વે. ટેક.
ઉધો તુમ અદ્વૈત બ્રહ્મ કહો, નિરાકાર ગુનહીને
પ્રેમીજનકો પંથ નહીં, હમ શુષ્કજ્ઞાની તુમ ચિન્હે. હમ. ૧
મીલવો અરસપરસ ભલ કહિયે, હિલમિલ બાનિ બિચારા;
મુંદે નેંનાં મૃતક બરાબર, ઉદાસીન ધ્યાન તુમારા. હમ. ૨
લલિત ત્રિભંગી છેલ ફાંકડે, નટવર નાથ હમારે;
નિર્ગુન બ્રહ્મ સો ધામહે ઉનકા, સમુઝત સમઝનવારે. હમ. ૩
બ્રહ્મરૂપકો જીવ કહત જયોં, જીવ બ્રહ્મ ઠહરાવે.
ઐસો જ્ઞાન બસત જાકે હિય, કબુ કલ્યાન નહિ પાવે હમ. ૪
જગકર્ત્તાકું રૂપ નહિં તો, જગકું કહાંતે આયા;
કારન જૈસા કારજ હોવે. ન્યાયશાસ્ત્રમેં ગાયા. હમ. ૫
નિરાકાર કહે દૂરનિવાસી, નિકટી અવયવ દેખે;
તેજોમય રવિ જગત કહત પરિ, અરુન રૂપકાં પેખે. હમ. ૬
રૂપ બિના કર્તૃત્વ બને નહિં, દિવ્યરૂપ શ્રુતિ ગાયા;
કરમુખબિનં કયોં બંસી બજાઇ, પાઉંબિન કયોં બનધાયા. હમ. ૭
તુમ જો જૂદે નહિ બ્રહ્મતેં, તો કો બ્રહ્માનંદ ભોગી;
ભોગ્ય ભોગતા નહિ તુમરે મન, તબ જોગી કયા રોગી. હમ. ૮
ઐશ્વર્યાદિ ખટ ગુન સંયુત નિર્ગુન કયસેં કહીયેં.
અજા ત્રિગુનપર શુદ્ધ સત્ત્વ હરિ, નિરખત સબ સુખ લહિયેં. હમ. ૯
ભક્ત નેત્ર ભૂષણ શ્રીમન્, રાધાવર કુંજબિહારી;
દાસ દયાકે પ્રાનજીવનધન શ્રી ગોવર્ધનધારી. હમ. ૧૦

## પદ ૨ જું.

હરદમ કૃષ્ણ કહે શ્રીકૃષ્ણ કહે તૂં જબાં મેરી,
યેહી મતલબ કે ખાતર કરતા હું ખુશામદ તેરી.
દહીં ઔર દૂધ સક્કર દેતી હું હરવખ્ત તુઝે,
તોભી હરરોજ હરિનામ ન સુનાતી મુઝે.
કરે ગુનગાન ગોવિંદકા તો મુખ પરિવે ભલા,
નહીં તો મેં ઐંચ નીકાલૂંગા, કયા મુખ ચામ ખલા.
ખોઇ જીંદગાની સારી, સોઇ ગુનાહ માફ તેરા,
દયાપ્રીતમ નામ ભૂલે, મત આખર વખ્ત મેરા.

---

પ્રકાશકઃ—

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
શ્રીદેવકીનંદન નિવાસ, [illegible] પાસે,
અમદાવાદ.

મુદ્રકઃ—

સોમાલાલ મંગળદાસ શાહ.
શ્રી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ, પાંચકુવા—અમદાવાદ

પ્રત ૨૦૦૦,